ક્ષયરોગ, Consumption, ( કન્ઝમ્‌શન્ ) Phthisis, ( થ્થિસિસ્ ) Pulmonalis, ( પલ્મોનેલિસ્ ).
ક્ષયરોગી, Consumptive, ( કન્ઝમ્ટિવ ).
ક્ષીણ, Annihilated, ( એન્નિહિલેટેડ્ ).
ક્ષીણશક્તી, Debilitated, ( ડેબિલિટેટેડ્ ).
ક્ષુધા, ( ભુંખ ) Hunger, ( હંગર્ ).

## જ્ઞ.

જ્ઞાનતંતુ-રજ્જુ, A nerve, ( આ નર્વ ).
જ્ઞાનતંતુનું ફુલવું, To be inflamed the nerves, ( ટુ બિ ઇન્ફ્લેમ્ડ્ ધિ નર્વ્ઝ્ ).



# વિભાગ ૬ ઠ્ઠું

## વનસ્પતિ સંબંધી.

(સર્વ જાતના ઝાડ, પાન, ફળ, ફૂલ, ભાજીપાલાને લગતા શબ્દો).

### અ.

અંગુર, Grapes, (ગ્રેપસ્).
અંજીર, A fig, (આ ફિગ્).
અંજીરી, A fig-tree, (આ ફિગ્-ટ્રી).
અનનાસ, Pine-apple, (પાઇન્-એપ્પલ).
અનાર, The pomegranate tree, (ધિ પોમગ્રેનેટ ટ્રી).
અપામાર્ગ, (આગાડાનું છોડવો) *Achyranthesaspera*, (એકિરૅન્થેસૅપેરા).
અમરાઈ, (આંબાના ઝાડોની ઘટા) A grove of mango-trees, (આ ગ્રોવ ઑફ્ મૅન્ગો-ટ્રીઝ).
અમૃત, A kind of vegetable, (આ કાઇન્ડ્ ઑફ્ વેજિટબલ).
અલુખડાં, (પટેટા) Potatoes, (પૉટેટોઝ્).

### આ.

આદુ Green ginger, (ગ્રીન્ જિન્જર્).
આબનૂસનું ઝાડ, The ebony tree, (ધિ એબની ટ્રી).
આંબાનુ ફળ, (આંબો) A mango, (આ મૅંગો).
આંબામોહોર, Mango-blossom, (મૅંગો-બ્લૉસમ્).
આંબો, The mango-tree, (ધિ મૅન્ગો-ટ્રી)
આમલી Tamarind, (ટૅમેરિન્ડ્).
આમલીનું ઝાડ, The tamarind-tree, (ધિ ટૅમેરિન્ડ્-ટ્રી).
આલ, (એક જાતનું ઝાડ) A particular tree, (આ પર્ટિક્યુલર્ ટ્રી.) *Morinda-citrifolia*, (મોરિન્ડા-સિટ્રિફોલિયા).
આલુ, A plum, (આ પ્લમ્).
આલોપાલો, Greens & roots, (ગ્રીન્સ ઍન્ડ્ રૂટ્સ્).
આવળ, A kind of tree, (આ કાઇન્ડ્ ઑફ્ ટ્રી).
આસોપાલવ, A shrub, (આ શ્રબ્). *Jonesia Asoca*, (જોનેસિયા ઍસોકા)

### ઇ.

ઇક્ષુ, Sugar cane, (શુગર્ કેન).

### ઊ.

ઉગવું, ઉગી નિકળવું, } To shoot up a plant, (ટુ શુટ્ અપ આ પ્લૅન્ટ્).

### એ.

એખરાનું ઝાડ, *Barleria-longifolia*, (બાર્લેરિયા-લૉંજિફોલિયા).
એરણ્ડમૂળ, The root of castor-oil plant, (ધિ રૂટ્ ઑફ્ કૅસ્ટર્ ઑઇલ્ પ્લૅન્ટ્).
એરણ્ડી, એરણ્ડો, } A castor-oil plant, (આ કૅસ્ટર્ ઑઇલ પ્લૅન્ટ્).
એલચીનું રોપો, The cardamom plant, (ધિ કાર્ડમમ્ પ્લૅન્ટ્).

ચાંપાકળી, A bud of *Michelia Champaca*, (આ બડ્ ઑફ મિકેલિયા ચૅમ્પેકા).
ચારોલીનું ઝાડ, *Buchanania-Longifolia*, (બ્યુકનેનિયા-લૉન્જિફોલિયા).
ચાહ, (નીલી) Leaves of the Indian green tea, (લીવઝ્ ઑફ્ ધિ ઇન્ડિયન્ ગ્રીન્ ટ્રી).
ચીભડું, A musk-melon, (આ મસ્ક્-મેલન્).
ચોળાની ભાજી, A diffusive plant, (આ ડિફ્યુઝિવ પ્લેન્ટ્), The pot-herb, (ધિ પૉટ્-અર્બ્).

## જ.

જંગલી બદામ, Poon tree, (પુન્ ટ્રી).
  મરૂખ, The guava-fruit, (ધિ ગાવા-ફ્રુટ).
જમરૂખી, The guava-tree, (ધિ ગાવા-ટ્રી).
જવાસો, (એક જાતનો છોડવો) *Alhagi-Maurorum*, (ઑલહૃજિ-મૉરોરમ્).
જાએના ફુલ, *Jasminum* flower, (જૅસ્મિનમ્ ફ્લૉવર્).
જાંબુ, Rose-apple, (રોઝ-ઍપલ).
જાંબુડી, (એક જાતનું ઝાડ) *Eugenia Jambosa*, (યુજેનિયા જૅમ્બોસા).

## ઝ.

ઝાડ, A tree, (આ ટ્રી) A plant, (આ પ્લેન્ટ્).
ઝાડપાલો, The greens and leaves, (ધિ ગ્રીન્સ્ ઍન્ડ્ લીવઝ્).
ઝાડી, A thicket, (આ થિકેટ).

## ત.

તજ, The bay tree, (ધિ બે ટ્રી).
તડબુચ, A water melon, (આ ઊવૉટર્ મેલન્).
તણખલું, A blade of grass, (આ બ્લેડ ઑફ્ ગ્રાસ્સ).
તંમાકુ, The tobacco plant, (ધિ ટોબૅકો પ્લેન્ટ્).
તમાલપત્ર, The leaf of *Laurus Cassia*, (ધિ લીફ્ ઑફ્ લૉરસ્ કૅસિયા).
તરકારી, A vegetable, (આ વેજિટબ્લ).
તરૂ, (ઝાડ) A tree, (આ ટ્રી) A plant, (આ પ્લૅન્ટ્).
તલનુંઝાડ, The sesamum plant, (ધિ સેસેમમ્ પ્લેન્ટ્).
તાડ, Palmyra, (પૅલમાઇરા).
  Brab-tree, (બ્રૅબ્-ટ્રી)
  Fan-palm, (ફૅન્-પામ્).
તાડપત્ર, A blade of the fan-palm, (આ બ્લેડ ઑફ્ ધિ ફૅન્-પામ્)
  A leaf of the palm-tree, (આ લીફ્ ઑફ્ ધિ પામ્-ટ્રી.
તાડફળ, (તાડગોળો) A fruit of the palm-tree, (આ ફ્રુટ્ ઑફ્ ધિ પામ્-ટ્રી).
તાંદુળની ભાજી, The pot herb (ધિ પૉટ્ અર્બ્).
તુકમરિયાંનું છોડવો, The plant, *Ocymum pilosum*, (ધિ પ્લેન્ટ્, ઓસિમમ્ પિલોઝમ્).
તુંબી, A gourd, (આ ગોર્ડ્).
તુરઇ, A cucurbitacious plant, (આ ક્યુકરબિટેસિયસ્ પ્લેન્ટ્).
તુળસી, The basil tree, (ધિ બેઝિલ્ ટ્રી).

## થ.

થુવર, The slipper plant, ( ધિ સ્લિપર્ પ્લૅન્ટ્) The buck-thorn, ( ધિ બક્-થૉર્ન ).

## દ.

દરાખ, Grapes, (ગ્રેપસ્).
દાંગર, A pumpkin, (આ પમ્પ્કિન્).
દાંડીબોર, The fruit of the jujube tree, ( ધિ ફ્રુટ્ ઑફ્ ધિ જજ્યુબ ટ્રી.)
દાળમ, A pomegranate, ( આ પોમગ્રેનેટ ).
દાળમછાલ, Pomegranate-rind, ( પોમગ્રેનેટ-રિન્ડ્).
દાળમી, A pomegranate tree, ( આ પોમગ્રેનેટ ટ્રી ).
દિકામાલીનું છોડવો, The *gardenia gummifera*, (ધિ ગાર્ડેનિયા ગમ્મિફેરા).
દુધી, A white pumpkin, (આ ઉહ્વાઇટ પમ્પ્કિન્ ).
A white gourd, (આ ઉહ્વાઇટ ગોર્ડ્) *Cucurbita Lagenaria*, ( કયુકરબિટા લેજનેરિયા ).
દ્રાક્ષ, The vine, ( ધિ વાઇન ).
દ્રાક્ષવેળો, Vine-yard, ( વાઇન યાર્ડ્).

## ધ.

ધતુરો, The thorn-apple, ( ધિ થૉર્ન-ઍપ્પલ ).
ધમાસો, A prickly plant, ( આ પ્રિકલી પ્લૅન્ટ્) *Hedysarum alhagi*, ( હેડિસેરમ આલહગિ).

## ન.

નાગકેશર, (એક જાતનું ઝાડ) *Mesua ferrea*, ( મેસ્યુઆ ફેરિયા ).
નાગચાંપું, (એકજાતનું ફુલ) The flower of *Alpinia nutans*, ( ધિ ફ્લૉવર ઑફ્ આલ્પિનિયા ન્યુટન્સ).
નારિયળ, A cocoanut, ( આ કોકોનટ્ ).
નારિયળી, The cocoanut tree, ( ધિ કોકોનટ્ ટ્રી ).
નીરજ, Useless plants, ( યુસલેસ્સ પ્લૅન્ટ્સ્ ).
નેપાલ, A purgative nut-plant, (આ પર્ગેટિવ નટ્-પ્લૅન્ટ્). *Croton-tiglium* ક્રોટન્-ટિગ્લિયમ્).

## પ.

પપેનસ, A pompel-moose, (આ પોમ્પલ મુસ).
પપૈયાં, *Carica papaya*, (કૅરિકા પપૈયા).
પલાશ, (એક જાતનું ઝાડ) *Butea frondosa*, (બ્યુટિયા ફ્રન્ડોસા).
પાકડ, A herbaceous plant, (આ અૅર્બેશિયસ્ પ્લૅન્ટ્).
પાંદડું, પાન } A leaf, (આ લીફ્ ).
પાપરી, A tree of the *Genus ficus*, (આ ટ્રી ઑફ્ ધિ જિનસ્ ફિકસ્ ).
પારીજાત, The coral tree, ( ધિ કોરલ્ ટ્રી).
પાલો, Leaves, (લીવ્ઝ્ ).
પિપળ, The fig tree, (ધિ ફિગ્ ટ્રી).
પિપળીમૂળ, The root of the long pepper, ( ધિ રૂટ્ ઑફ ધિ લૉંગ્ પેપ્પર્ ).

પુન્નાગ, ( એક જાતનું ઝાડ ) *Rottleria-Tinctoria*, (રૉટ્લેરિયા ટિન્કટોરિયા)
પુળી, } A bundle of grass, ( આ બન્ડલ ઑફ્ ગ્રાસ).
પુળો, }
પૈડો, Grass, (ગ્રાસ).
પેર, (જમરૂખ) A guava, (આ ગાવા).
પ્યાજ, (કાંદો) An onion, (ઍન્ અનિયન્).

## ફ.

ફણસ, The jack tree, (ધિ જૅક્ ટ્રી).
ફૂલ, A flower, (આ ફ્લૉવર્).
A blossom, (આ બ્લૉઝમ્).
ઝાડ, A flower-tree, (આ ફ્લૉવર્-ટ્રી)
બાગ, A flower-garden, (આ ફ્લૉવર્ ગાર્ડન્).

## બ.

મોગરો, A kind of jessamine tree, (આ કાઇન્ડ્ ઑફ્ જેસ્સેમિન ટ્રી).
બદામ, An almond, (ઍન્ આમન્ડ્).
બદામનું ઝાડ, The almond-tree, (ધિ આમન્ડ્ ટ્રી).
બામિયાં, A vegetable, (આ વેજિટબ્લ).
બાવળ, The babul tree, (ધિ બૅબૂલ ટ્રી)
બિરમોલા, A wild plant, (આ ઉવાઇલ્ડ્ પ્લૅન્ટ્).
બીજોરાનું ઝાડ, The citron-tree, (ધિ સાઇટ્રૉન-ટ્રી).
બીજોરૂં, Citron, (સાઇટ્રૉન ).
બુટી, A nostrum, (આ નૉસ્ટ્રમ ).
બોર, The fruit of jujube-tree, (ધિ ફ્રુટ્ ઑફ્ જજ્યુબ-ટ્રી).
બોરડી, Jujube-tree, (જજ્યુબ-ટ્રી).

## ભ.

ભાંગરો, A kind of herb, (આ કાઇન્ડ્ ઑફ્ હર્બ્),
ભાજી, Herbs, ( હર્બ્સ્ ) Vegetables, ( વેજિટેબ્લસ્ ).
ભાજીપાલો, Esculent vegetables, ( એસ્ક્યુલન્ટ્ વેજિટેબ્લસ્ ).
ભિંડા, The lady finger, ( ધિ લેડી ફિંગર્ ).
ભિલામું, A marking nut-tree, (આ માર્કિંગ્ નટ્-ટ્રી ).
ભુટ્ટો, A maize-top, ( આ મેઝ-ટૉપ્).
ભોંયકાવિટા, A medicinal plant, (આ મેડિસિનલ્ પ્લૅન્ટ્ ).
ભોંયચાંપા, Kœmpferian-zedoary, (કીમ્પફેરિયન્-ઝિડોઍરી).
ભોંયસિંગ, A ground nut-plant, (આ ગ્રાઉન્ડ્ નટ્-પ્લૅન્ટ ).

## મ.

મકાઇ, The maize-plant, (ધિ મેઝ-પ્લૅન્ટ્).
મધુપુષ્પ, (એક જાતનું ઝાડ) *Bassia-lotifolia*, (બૅસ્સિયા લોટિફોલિયા).
મરચું, Chili, (ચિલિ).
મરવા, Young immatnre mangoes, (યંગ્ ઇમ્મૅચ્યુર મૅન્ગોઝ્).
મવડાં, Small berries, (સ્મૉલ બેરીઝ્ ).
મવડાંનું ઝાડ, The berry-tree, ( ધિ બેરી ટ્રી ).
માંદર, The coral-tree, (ધિ કૉરલ્ ટ્રી).
માલકંગણી, (એક જાતનું ઝાડ) *Celastrus* ( સિલૅસ્ટ્રસ ).

માલતી, Great-flowered Jasamine, ( ગ્રેટ્-ફ્લૉવરડ્ જૅસ્મિન ).
મુળિયું, A root, (આ રૂટ્).
મુળો, A radish, (આ રૅડિશ્).
મેથી, Fœnugreek plant, ( ફીનગ્રીક્ પ્લૅન્ટ્).
મેંધી, *Lawsonia-Inermis*, ( લૉસોનિયા-ઈનર્મિસ્ ).
મેવો, Fruit, ( ફ્રુટ્)
મોગરાનાં ફૂલ, Daises, (ડેઝિઝ્) Jesamine-flower, ( જેસેમિન-ફ્લૉવર્ ).
મોગરી, The seed vessel of the radish, ( ધિ સીડ્ વેસ્સલ્ ઑફ્ ધિ રૅડિશ્ ).
મોથ, A fragrant grass, ( આ ફ્રેગ્રન્ટ્ ગ્રાસ્સ ).
મોસંબી નારંગી, The *Mosambique* orange, ( ધિ મોસમ્બિક ઑરેન્જ).

## ર.

રક્તરોડા, A kind of plant, ( આ કાઇન્ડ્ ઑફ્ પ્લૅન્ટ્). *Febrifuge Sure-tenia*, (ફ્રેબ્રિફ્યુજ સ્યુરિટેનિયા).
રતાળુ, (એક જાતનું ફળ) A sweet-potato, (આ સ્વીટ્-પોટેટો).
રાજગરો, *Amaranthus Poligamus*, (ઍમેરૅન્થસ્ પોલિગેમસ ).
રાંજણ, (એક જાતનું ઝાડ) *Mimusops Hexandra*, (મિમસૅાપ્સ્ હેગ્ઝૅન્ડ્રા).
રામફળ, *Annona Reticulata*, (ઍન્નોના રેટિક્યુલેટા).
રાયવળ, The jungle timber tree, (ધિ જંગલ ટિમ્બર ટ્રી).
રાસની, (એક જાતની જડી બુટ્ટી) *Mimosa Octandra*, (મિમોસા ઑક્ટૅન્ડ્રા).

રિંગણું, A prickly plant, (આ પ્રિક્લી પ્લૅન્ટ્).
રીસામણી, ( રૂસણી એક જાતનું રોપો ) The sensible plant, (ધિ સેન્સિબલ પ્લૅન્ટ્).
રોપવું, To plant, (ટુ પ્લૅન્ટ્).
રોપો, A plant, (આ પ્લૅન્ટ્).

## લ.

લસણ, Garlic, (ગાર્લિક્).
લાલ વેંગણું, The love-apple, (ધિ લવ ઍપ્પલ).
લિંબડો, A nimb-tree, (આ નિમ્-ટ્રી).
લિંબુ, A lemon, (આ લેમન્).
લિલોત્રી, Greens, (ગ્રીન્ઝ્).
લીલી ચાહે, Lemon grass, (લેમન્ ગ્રાસ્સ) 2 Green tea, (ગ્રીન્ ટી).
લૂમ, } A bunch of fruit, (આ બન્ચ્ ઑફ્ ફ્રુટ્).
લૂમકો, }

## વ.

વડ, The Indian fig tree, (ધિ ઇન્ડિયન્ ફિગ્ ટ્રી).
વનસ્પતિ, Vegetables, (વેજિટેબ્લસ્). Greens, (ગ્રીન્ઝ્).
વાગોટું, (આમ્રફળ) The fruit of *Corymbosa*, (ધિ ફ્રુટ્ ઑફ્ કોરિમ્બોસ).
વીણવું, (ફુલ વગેરે) To pick, (ટુ પિક્).
વેણ, (રૂનુ રોપો) A cotton plant, (આ કૉટન્ પ્લૅન્ટ્).
વેંગણું, A prickly plant, (આ પ્રિક્લી પ્લૅન્ટ્). Brinjal, (બ્રિન્જલ્). Egg-plant, (એગ્ પ્લૅન્ટ્).
વેલ—લો, A creeping-plant, (આ ક્રીપિંગ્ પ્લૅન્ટ્ ).

## શી.

શ્રીફળ, A cocoanut, (આ કોકોનટ્). 2 A fruit, (આ ફ્રુટ્).
શલગમ, (એક જાતના મૂળા) A turnip, (આ ટર્નિપ્).
શાક, A vegetable, (આ વેજિટેબ્લ). A pot-herb, (આ પૉટ્-હર્બ્).
શિસમનું ઝાડ, The black wood tree, (ધિ બ્લૅક્ ઉડ્ ટ્રી).
શેહેતુર, Mulberry tree, (મલ્બેરી ટ્રી).

## સ.

સકરચોરા, A fragrant shrub, (આ ફ્રેગ્રન્ટ્ શ્રબ્).
સકરકંદ, (એક જાતનું કંદ) Yam, (યામ્). Sweet-potato, (સ્વીટ્ પૉટેટો).
સફરજન, Quince, (ક્વિન્સ). An apple (ઍન્ ઍપલ).
સાક, A vegetable, (આ વેજિટેબલ).
સાગ, (એક જાતનું લાકડું) The teak wood tree, (ધિ ટીક્ ઉડ્ ટ્રી).
સાગરગોટી, The trumpet flower, (ધિ ટ્રમ્પેટ ફ્લૅવર્). [ક્વૅટિક્ પ્લૅન્ટ્).
સિંગાડો, An aquatic plant, (ઍન્ ઍ-
સિતાફળ, Custard-apple, (કસ્ટર્ડ્ ઍપલ)
સુંઠ, Dry Ginger, (ડ્રાઈ જિન્જર્).
સૂર્યકમલ, સૂર્યફૂલ, } Sun flower, (સન્ ફ્લૉવર્). The flower of Helianthus, (ધિ ફ્લૅવર્ ઑફ્ હેલિયન્થસ્).
સેરડી, સેલડી, } Sugar candy, (શુગર્ કૅન્ડી).
સોપારી, Betelnut, (બિટલ્નટ્).
સોપારીનું ઝાડ, *Areca Catachue*, (ઍરેકા કેટેચ્યુ).
સોમ, સોમલતા, સોમવલ્લી, } The moon plant, (ધિ મુન્ પ્લૅન્ટ્).

## હ.

હિંગડો, Ferula assafœtida, (ફેરૂલા ઍસ્સેફીટિડા).



# વિભાગ ૭ મો

## કુટુંબ સંબંધી.

(સગપણ, ન્યાત, અને પેહેલા, બીજા, તથા ત્રીજા પુરૂષને લગતા શબ્દો).

### અ.

અમારૂં, (હમારૂં) Our, (અવર્) Ours, (અવર્સ્).
અમે, (હમે) We, (ઉવિ).
આપ, આપણ, } Self, (સેલ્ફ્). Ourselves, (અવર્ સેલ્વ્ઝ્).
આપણને, To us, (ટુ અસ્).
આપણું, Our, (અવર્). Ours, (અવર્સ્)
આપણે, We, (ઉવિ).
આશક, A lover, (આ લવર્).
આશુક માશુક, The lover and his beloved, (ધિ લવર્ ઍન્ડ્ હિઝ્ બિલવેડ્).
આશના, (માશુક) A sweet-heart, (આ સ્વીટ્-હાર્ટ્).
એઓ They (થે).
એકલપેટું, Selfish, (સેલ્ફિશ્).
ઓછુંપાત્ર, Self-complaisant, (સેલ્ફ્-કમ્પ્લેઝન્ટ).
ઓલાદ, Family, (ફૅમિલી) Generation, (જનરેશન્).
ઓલું, (પેલું) That, (ધૅટ્).

### ક.

કજોડ, A mismatch, (આ મિસ્મૅચ્).
કન્યા, A virgin, (આ વર્જિન્). A bride, (આ બ્રાઇડ્).
કબીલદાર, A family man, (આ ફૅમિલી મૅન્).
કબીલો, (See કુટુંબ).
કમજાત, Of low caste, (ઑફ્ લૉ કૅસ્ટ્).
કઈ, Which, (હ્વિચ્) What, (હ્વૉટ્).
કામની, A sweet-heart, (આ સ્વીટ્-હાર્ટ્)
કુટુંબ, A family, (આ ફૅમિલી) A household, (આ હાઉસ-હોલ્ડ્). 2 A relation, (આ રિલેશન્) A kin, (આ કિન્).
કુટુંબી, A house holder, (આ હાઉસ હોલ્ડર્) 2 A kinsman, (આ કિન્સ્મૅન્).
કુટુંબવાળો, (See કબીલદાર).
કુમાર, A boy under five years of age, (આ બૉય અન્ડર્ ફાઇવ યઅર્સ્ ઑફ્ એજ).
કુળીન, Wellborn, (ઉવેલ્બૉર્ન્).
કોણ, Who, (હુ).
કોણનું Whose, (હુઝ).

### ખ.

ખાનદાન, Good family, (ગુડ્ ફૅમિલી). Parentage, (પેરન્ટેજ).
ખાનદાનવાળું, Of a good family, (ઑફ્ આ ગુડ્ ફૅમિલી).
ખાવિંદ, A husband, (આ હઝ્બૅન્ડ્).

### ગ.

ગુરૂભાઇ, A spiritual-brother, (આ સ્પિરિચ્યુઅલ્-બ્રધર્).

ગ્રહસ્થ, A householder, (આ હાઉસ-હૉલડર્) 2 A gentleman, (આ જેન્ટલ્મૅન્).
ગ્રહસ્થા, A lady, (આ લેડી). [મૅન્).
ગ્રહસ્થી, A family-man, (આ ફૅમિલી-
ગોત્ર, Family, (ફૅમિલી) 2 Kin, (કિન્).

## ઘ.

ઘર, A household, (આ હાઉસહોલ્ડ્) A family, (આ ફૅમિલી). A house, (આ હાઉસ).
ઘરખટલો, Domestic-duties, (ડોમેસ્ટિક્-ડ્યુટીઝ્) House-business, (હાઉસ-બિઝનેસ્સ).
ઘરધણી, The master of a family, (ધિ માસ્ટર્ ઑફ્ આ ફૅમિલી).
ઘરધણીયાણી, The lady of a house, (ધિ લેડી ઑફ્ આ હાઉસ).
ઘરબાર, (See ઘર).
ઘરોબો, Brotherliness, (બ્રધર્લિનેસ્સ).

## છ.

છિનાળ, An adultress, (ઍન્ ઍડલ્ટ્રેસ્સ). [શ્ ટ્રિક્સ્).
છિનાળનખરાં, Whorish tricks, (હોરિ-
છિનાળવાડો, A brothel, (આ બ્રૉથલ્).
છિનાળવો, A whoremonger, (આ હોરમૉંગર્).
છિનાળું, Whoredom, (હોરડમ્).
છુટાછેડા, Divorce, (ડાઇવોર્સ).
છૈયાં, (છોકરાં) Children, (ચિલ્ડ્રન્). Offspring, (ઑફ્સ્પ્રિંગ્).
છોકરવાદ, Childish, (ચાઇલ્ડિશ્).
છોકરવાદી, Childishness, (ચાઇલ્ડિશ્નેસ્સ).
છોકરવાન, Lad-like, (લૅડ્-લાઇક) Young, (યંગ્).
છોકરી, A girl, (આ ગેર્લ્) 2 (પોતાની-) A daughter, (આ ડૉટર્).
છોકરૂં, A Child, (આ ચાઇલ્ડ્).
છોકરો, A boy, (આ બૉય). A lad, (આ લૅડ્) 2 (પોતાનું-) A son, (આ સન્).

## જ.

જણતી, } (માય) A mother, (આ મધર્).
જનની, }
જમાઇ, A son-in-law, (આ સન્-ઇન્-લૉ) Daughter's husband (ડૉટ'સ્ હઝ્બન્ડ્).
જાત, The caste, (ધિ કૅસ્ટ)
જાતજમાત, A whole caste, (આ હોલ કૅસ્ટ).
જાતિભ્રષ્ટ, Out-caste, (આઉટ્-કૅસ્ટ).
જાયા, Wife, (વાઇફ્).
જાર, A paramour, (આ પૅરેમર્).
જારકર્મ, Adultery, (એડલ્ટરી).
જેઠ, Husband's elder brother, (હઝ્બન્ડ્'સ્ એલ્ડર્ બ્રધર્).
જેઠાણી, The wife of one's husband's brother, (ધિ વાઇફ્ ઑફ્ વન'સ્ હઝ્બન્ડ્'સ્ બ્રધર્).
જોડું, A wedded pair, (આ વેડેડ્ પેર્).

## ત.

તનુજ, (પોતાનો છોકરો) A son, (આ સન્). [(આ ડૉટર્).
તનુજા, (પોતાની છોકરી) A daughter,

તમને, To you, (ટુ યુ).
તમારૂં, Your, (યૅર્).
તમે, Ye, (યી) You, (યુ).
તારૂં, Thine, (ધાઇન્).
તું, Thou, (ધાઉ).
તને, Thee, (ધી).
તે, (પેહેલું) It, (ઇટ્) He, (હી).
તે, (પેહેલી) She, (શી).
તેઓ, They, (ધે).
તેઓનું, Their, (ધેર્) Theirs, (ધેર્સ્).
તેઓને, Them, (ધેમ્).
તેનું, His, (હિઝ્). 2 Her, (હર્).
તેને, Him, (હિમ્). 2 Her, (હર્).

## દ.

દાદી, A paternal grandmother, (આ પૅટર્નલ્ ગ્રૅન્ડ્મધર્).
દાદો, A paternal grandfather, (આ પૅટર્નલ્ ગ્રૅન્ડ્ફાધર્).
દાસી, A maid-servant, (આ મેડ્-સર્વન્ટ્).
દાસી પુત્ર, A bastard, (આ બૅસ્ટર્ડ્).
દીકરી, A daughter, (આ ડૉટર્).
દીકરો, A son, (આ સન્).
દેર, Husband's younger brother, (હઝ્બન્ડ્'સ યંગર્ બ્રધર્).
દેરાણી, The wife of one's husband's younger brother, (ધિ ઉવાઇફ્ ઑફ્ વન'સ્ હઝ્બન્ડ્સ્ યંગર્ બ્રધર્).
દોહિત્રી, A daughter's daughter, (આ ડૉટર્સ્ ડૉટર્).
દોહિત્રો, A daughter's, son, (આ ડૉટર્સ્ સન્).

## ધ.

ધણિયાણી, A wife, (આ ઉવાઇફ્).
ધણી, A husband, (આ હઝ્બન્ડ્).
ધણી ધણિયાણી, The husband and wife, (ધિ હઝ્બન્ડ્ ઍન્ડ્ ઉવાઇફ્).
ધાવ, A foster-mother, (આ ફૉસ્ટર મધર્).
ધાવભાઈ, A foster-brother, (આ ફૉસ્ટર બ્રધર્).

## ન.

નણંદ, The sister of one's husband, (ધિ સિસ્ટર્ ઑફ્ વન'સ્ હઝ્બન્ડ્).
નણદોઇ, The husband of a husband's sister, (ધિ હઝ્બન્ડ્ ઑફ્ આ હઝ્બન્ડ્'સ્ સિસ્ટર્).
નંદન, A son, (આ સન્).
નંદની, A daughter, (આ ડૉટર્).
નાત, The caste, (ધિ કૅસ્ટ્).
નાત બાહેર, Out-caste, (આઉટ્-કૅસ્ટ્). Excommunicated, (એક્સ્કૉમ્યુનિકેટેડ્).
નાતરૂં, Remarriage, (રિમૅરિએજ).)
નાતરૂં કરવું, To remarry, (ટુ રિમૅરી).
નાતિભેદ, The caste-system, (ધિ કૅસ્ટ-સિસ્ટમ્). The caste-distinction, (ધિ કૅસ્ટ-ડિસ્ટિન્કશન્).
નાતીલો, Related by caste, (રિલેટેડ્ બાઇ કૅસ્ટ).
નાતું, Relationship, (રિલેશન્શિપ્).
નાતૂ, A grandson, (આ ગ્રૅન્ડ્સન્).
નિર્વંશ, Childless, (ચાઇલ્ડ્લેસ્સ).

## પ.

પડોસ, Neighbourhood, (નેબર્હુડ્).
પડોસણ, A female neighbour, (આ ફિમેલ નેબર્).

પડોસી, A neighbour, (આ નેબર્).
પતિ, A husband, (આ હઝ્બન્ડ્).
પતિપત્ની, A wife, (આ ઉવાઇફ્).
પતિવ્રતા, A chaste and dutiful wife (આ ચેસ્ટ ઍન્ડ્ ડ્યુટિફૂલ્ ઉવાઇફ્).
પરણવું, To marry, (ટુ મેરી).
પિતા, A father, (આ ફાધર્).
પિતામહ, (દાદો–) A paternal grand-father, (આ પૅટર્નલ ગ્રૅન્ડ્ ફાધર્).
પિતામાત, (માબાપ) Parents, (પેરન્ટ્સ્)
પીતરાઇભાઇ, A cousin, (આ કઝિન્). Paternal uncle's son, (પૅટર્નલ્ અંકલ'સ્ સન્).
પીતરાઇ બેહેન, Paternal uncle's daughter, (પૅટર્નલ્ અંકલ'સ્ ડૉટર્).
પુત્ર, A son, (આ સન્).
પુત્રધર્મ, Filial duty, (ફિલિયલ્ ડ્યુટી).
પુત્રભાવ, Filial relationship, (ફિલિયલ્ રિલેશન્શિપ્).
પુત્રી, A daughter, (આ ડૉટર્).
પુત્રીય, (છોકરાનું) Filial, (ફિલિયલ્).
પુનર્લગ્ન, પુનર્વિવાહ } Remarriage, (રિમૅરિએજ).
પેલી, She, (શિ).
પેલું, That, (ધૅટ્) It, (ઇટ્).
પોતરી, A grand-daughter, (આ ગ્રૅન્ડ્-ડૉટર્).
પોતરો, A grand-son, (આ ગ્રૅન્ડ્-સન્).
પોતાનીમેળે, Himself, (હિમ્સેલ્ફ્) It-self, (ઇટ્સેલ્ફ્).
પોતાનું, His, (હિઝ્) Own, (ઓન્) Its, (ઇટ્સ્) Hers, (હર્સ).
પોતાને, Him, (હિમ્) Her, (હર્) It, (ઇટ્).
પોતે, Personally, (પર્સનલી) (See પોતાનીમેળે).

## ફ.

ફરજંદ, A child, (આ ચાઇલ્ડ્).
ફુઈ, A paternal aunt, (આ પૅટર્નલ્ ઑન્ટ્).
ફુઇ બેહેન, A daughter of one's paternal aunt, (આ ડૉટર્ ઑફ્ વન'સ્ પૅટર્નલ્ ઑન્ટ્).
ફુઇભાઇ, A son of one's paternal aunt, (આ સન્ ઑફ્ વન'સ્ પૅટર્નલ્ ઑન્ટ્).
ફુઓ, A paternal aunt's husband, (આ પૅટર્નલ્ ઑન્ટ્'સ્ હઝ્બન્ડ્).

## બ.

બચપણ, Childhood, (ચાઇલ્ડ્હુડ્).
બચ્ચાંકચ્ચાં, Childern, (ચિલ્ડ્રન્).
બચ્ચું A child, (આ ચાઇલ્ડ્).
બટકી, A concubine, (આ કૉન્ક્યુબાઈન).
બંધુ, A brother, (આ બ્રધર્).
બંધેવી, બનેવી, } A brother-in-law, (આ બ્રધર્-ઇન્-લૉ) Sister's husband, (સિસ્ટ'ર્સ્ હઝ્બન્ડ્).
બપૈ, (દાદી) Paternal grand-mother, (પૅટર્નલ્ ગ્રૅન્ડ્-મધર્).
બપાવો, (દાદો) Paternal grand-father, (પૅટર્નલ્ ગ્રૅન્ડ્ ફાધર્).
બાપ, A father, (આ ફાધર્).
બાપદાદા, Ancestors, (ઍનસેસ્ટર્સ્).
બાપા, Papa, (પપા).
બાયડી, A wife, (આ ઉવાઇફ્).
બાળ, બાળક, } (See બચ્ચું).
બાળકી, A young girl, (આ યંગ્-ગેર્લ્)
બાળપણ, Childhood, (ચાઇલ્ડ્હુડ્).

બાળબચ્ચાં, Children, (ચિલ્ડ્રન્).
બાળરંડાપો, Baby-widowhood, (બેબી-વિડોહુડ્). [રિએજ ).
બાળ લગ્ન, Baby-marriage ( બેબી-મૅ
બાળહત્યા, Infanticide, (ઇનફન્ટિસાઇડ ).
બાળા, A young girl, (આ યંગ્ ગેર્લ્).
બાળ પણ, Girl-hood, ( ગેર્લ્હુડ્).
બુઢાપો, Old age, (ઓલ્ડ્ એજ ).
બુઢી, An old woman, ( ઍન્ ઓલ્ડ ઉમન્ ).
બુઢો, An old man, ( ઍન્ ઓલ્ડ્ મૅન્ ).
બેટી, A daughter, (આ ડૉટર્ ).
બેટો, A son, (આ સન્ ).
બેહેન, A sister, (આ સીસ્ટર ).

## ભ.

ભત્રિજી, Brother's daughter, (બ્રધર્સ્ ડૅટર ) A niece, (આ નીસ્).
ભત્રિજો, Brother's son, (બ્રધર્સ્ સન્ ) Nephew, (નેવ્યુ).
ભરથાર, A husband, (આ હઝબન્ડ્).
ભાઈ, A brother, (આ બ્રધર્).
ભાઇચારો, Brotherliness, (બ્રધર્લિનેસ્સ)
ભાએડો, (See ભરથાર).
ભાણેજ, Sister's son, (સિસ્ટર્સ્ સન્). Nephew, (નેવ્યુ).
ભાણેજી, Sister's daughter, ( સિસ્ટર્સ્ ડૉટર્). A niece, (આ નીસ્).
ભાભી, ભોજાઇ, } Brother's wife, ( બ્રધર્સ્ વાઇફ્).

## મ.

મને, Me, (મી) To me, (ટુ મી).
મમાઇ, ( નાની ) Maternal, grand mother, (મૅટર્નલ્ ગ્રેન્ડ્ મધર્).

માસિયાઇ બેહેન, Maternal aunt's daughter, (મૅટર્નલ્ ઑન્ટ્સ ડૉટર્).
માસિયાઇ ભાઇ, Maternal aunt's son, (મૅટર્નલ ઑન્ટ્સ્ સન્). A cousin, (આ કઝિન્).
મા, માએ, } A mother, (આ મધર્).
માતપિતા, Parents, (પેરન્ટ્સ્).
માતા, (See મા-માએ).
માતૃઘાત, Matricide, (મૅટ્રિસાઇડ).
માબાપ, Parents, (પેરન્ટસ્).
મામી, Maternal aunt, (મૅટર્નલ્ ઑન્ટ્).
મામો, Maternal uncle, (મૅટર્નલ્ અંકલ)
મારૂં, મારો, } Mine, (માઇન) My, (માઇ).
માસી, Maternal aunt, (મૅટર્નલ્ ઑન્ટ્) Mother's sister, (મધર્સ્ સિસ્ટર્).
માસો, Maternal uncle, ( મૅટર્નલ્ અંકલ) The husband of mother's sister, (ધિ હઝ્બન્ડ્ ઑફ્ મધર્સ્ સિસ્ટર્).
મામો સસરો, Husband's maternal uncle, (હઝ્બન્ડ્સ્ મૅટર્નલ્ અંકલ).
મોસાળ, Maternal grand father's house, (મૅટર્નલ્ ગ્રન્ડ ફાધર્સ્ હાઉસ).
મોસાળ બેહેન, Mother's sister's daughter, (મધર્સ્ સિસ્ટર્સ્ ડૉટર્).
મોસાળભાઇ, Mother's sister's son, (મધર્સ્ સિસ્ટર્સ્ સન્).
મોહટીમા, Grand-mother, (ગ્રેન્ડ્-મધર્).
મોહટોબાપ, Grand-father, (ગ્રેન્ડ્-ફાધર્)

## ર.

રંડાપો, Widowhood, (ઉવિડોહુડ્).
રંડાયલું, Widowed, (ઊવિડોડ્).
રંડાયલી, A widow, (આ ઉવિડો ).

રંડાવું, To be widowed, (ટુ બિ ઉ-વિડોડ્).
રંડી, A concubine, (આ કૉન્કયુબાઇન) A prostitute, (આ પ્રોસ્ટિટયુટ).
રંડીબાજ, A wencher, (આ ઉવેન્ચર્).
રંડીબાજી, Wenching, (ઉવેન્ચિંગ).
રાબેલીના પેટનો, A bastard, (આ બૅસ્ટર્ડ્).
રાંડ, (See રંડાપલી). 2 A concubine, આ કૉન્કયુબાઇન).

## લ.

લગન, Marriage, (મૅરિએજ) Wedding, (ઉવેડિંગ્) Matrimony, (મૅટ્રિમની).
લગનકરવાં, To perform marriage, (ટુ પર્ફોર્મ્ મૅરિએજ).
લાડી, A bride, (આ બ્રાઇડ).
લાડો, A bride-groom, (આ બ્રાઇડ-ગ્રુમ્).

## વ.

વહુ, A daughter-in-law, (આ ડૉટર્-ઇન-લૉ). 2 A wife, (આ ઉવાઇફ).
વર, A bride-groom, (આ બ્રાઇડ-ગ્રુમ્). 2 A husband (આ હઝ્બન્ડ્).
વરકન્યા, The bride and bride-groom (ધિ બ્રાઇડ ઍન્ડ્ બ્રાઇડગ્રુમ્).
વરઘોડો, A marriage procession, (આ મૅરિએજ પ્રોસેશન્).
વરજોગ, (પરણવા લાએક) Marriageable, (મૅરિએજઅબલ).
વરવહુ, (See વરકન્યા).
વરવું, To accept in marriage, (ટુ એક્સેપ્ટ્ ઇન્ મૅરિએજ).
વરસી, An annual dead ceremony, (ઍન્ એન્યુઅલ્ ડેડ્ સેરિમની).
વંશ, Family, (ફૅમિલી). Race, (રેસ). Lineage, (લિનીએજ).
વંશચરિત્ર, A pedigree, (આ પેડિગ્રી).
વંશાવળી, Genealogy, (જિનિઅલોજી).
વહુવર, A married couple, (આ મૅરીડ કપ્લ).
વારસ, A heir, (આ એર્).
વારસ નામું A will, (આ ઉવિલ).
વિવાહ, Marriage, (મૅરિએજ) Wedding (ઉવેડિંગ્).

## સ.

સગપણ, } Relationship, (રિલેશન્શિપ્).
સગાઇ, } 2 Connection, (કનેક્શન્).
સગાંવાહાલાં, Relations, (રિલેશન્સ્).
સગું, A relative, (આ રિલેટિવ) A kin (આ કિન્). A kinsman, (આ કિન્સ્મૅન્).
સતી, A chaste and virtuons wife, (આ ચેસ્ટ ઍન્ડ્ વર્ચુઅસ્ ઉવાઇફ).
સંભોગ, Happy love, (હૅપ્પી લવ)
સરગસ, (વરઘોડો) A marriage procession, (આ મૅરિએજ પ્રોસેશન).
સસરો, A father-in-law, (આ ફાધર્-ઇન્-લૉ).
સંસાર, The affairs of life, (ધિ અફેર્સ્ ઑફ્ લાઇફ).
સાઢુ, The husband of one's wife's sister, (ધિ હઝ્બન્ડ્ ઑફ્ વન'સ્ ઉવાઇફ'સ્ સિસ્ટર્).
સાળી, A wife's sister, (આ ઉવાઇફ'સ્ સિસ્ટર્).
સાળો, A wife's brother, (આ ઉવાઇફ'સ્ બ્રધર્).

સાવકીમા, A step-mother, (આ સ્ટેપ્-મધર્).

સાવકોબાપ, A step-father, (આ સ્ટેપ્-ફાધર્).

સાવકો ભાઇ, A step-brother, (આ સ્ટેપ્ બ્રધર્).

સાસરૂં, The house of a father-in-law (ધિ હાઉસ ઑફ્ આ ફાધર્-ઇન્-લૉ).

સાસૂ, A mother-in-law, (આ મધર્-ઇન્-લૉ).

સૂતક, Ceremonial defilement, (સેરિમોનિયલ્ ડિફાઇલમેન્ટ્).

સ્ત્રી, A wife, (આ વાઇફ્).

સ્ત્રી પુરૂષ, (દંપતિ) The married couple, (ધિ મૅરિડ્ કપલ્).

## હ.

હમને, Us, (અસ્).

હમારૂં, Our, (અવર્) Ours, (અવર્સ્).

હમે, We, (વિ).

હીન-વર, A bride-groom younger than the bride, (આ બ્રાઇડ્ગ્રુમ્ યંગર્ ધેન્ ધિ બ્રાઇડ).



# વિભાગ ૯ મું

## (આકાશી, કુદરતી બનાવો, અને ધર્મ સંબંધી બાબદોનાં શબ્દો).

### અ.

અખાત, A bay, (આ બે) A gulf, (આ ગલ્ફ્).
અગ્નિ, Fire, (ફાયર).
અગ્નિકોણ, The south-east quarter, (ધિ સાઉથ્-ઇસ્ટ્ ક્વાર્ટર્).
અજવાળું, Light, (લાઇટ્) Radiancy, (રેડિઅન્સી).
અંતરજ્ઞાન, Intuition, (ઇન્ટ્યુશન્).
અંતરાળ, (આકાશ) The atmosphere, (ધિ ઍટ્મસ્ફિયર).
અંધારૂં, Darkness, (ડાર્ક્નેસ્સ).
અધર્મ, Iniquity, (ઇનીક્વિટી) Unrighteousness, (અન્રાઇટિયસ્નેસ્સ)
અનિલ, (પવન) Wind, (ઉવિન્ડ્) Air, (એર્).
અમૃત, Nectar, (નેક્ટર્).
અવતાર, Incarnation, (ઇન્કાર્નેશન્).
અક્ષ, Terrestrial latitude, (ટેરેસ્ટ્રિયલ્ લૅટિટ્યુડ).
અક્ષાંશ, A degree of terrestrial latitude, (આ ડિગ્રી ઑફ્ ટેરેસ્ટ્રિયલ લૅટિટ્યુડ).
આકાશ, The sky, (ધિ સ્કાઇ) The firmament, (ધિ ફર્મેમેન્ટ્).
આકાશકક્ષા, Zone of the heavens, (ઝોન ઑફ્ ધિ હેવન્સ્)
આકાશગંગા, The galaxy, (ધિ ગૅલેક્સી).
આકાશવાસી, } Celestial, (સિલેસ્ચિયલ્)
આકાશી, }
આગ, Fire, (ફાયર).
આગપાણી, Aqua-fortis, (એક્વ-ફૉર્ટિસ્)
આત્મા, The soul, (ધિ સોલ્).
આફતાબ, (સુર્ય) The sun, (ધિ સન્).
આબ, (પાણી) Water, (ઉવૉટર્).
આલમ, The world, (ધિ ઉવર્લ્ડ્).
આસ્માન, (See આકાશ).
આસ્તિક, Theist, (થીસ્ટ).

### ઇ.

ઇન્દુ, (ચંદ્રમા) The moon, (ધિ મુન્).
ઇંદ્ર, The deity of the atmosphere (ધિ ડીટી ઑફ્ ધિ ઍટ્મસ્ફિયર).
ઇંદ્રધનુષ્ય, The rainbow, (ધિ રેન્બો).
ઇશ્વર, God, (ગૉડ્) The Supreme Being), ધિ સૂપ્રિમ બિઇંગ્).

### ઉ.

ઉગવું, (સુર્યનું-) To rise, (ટુ રાઇઝ્).
ઉત્તર, The north, (ધિ નૉર્થ્).
ઊત્તરા, (નક્ષત્ર) The twelth lunar mansion, (ધિ ટ્વેલ્થ્ લ્યૂનર મૅન્શન્).
ઉત્તરાભાદ્રપદ, (નક્ષત્ર) The twenty sixth mansion of the moon, (ધિ ટ્વેન્ટી સિક્સ્થ્ મૅન્સન્ ઑફ્ ધિ મુન્).
ઉત્તરાયણ, (છ માસશુધીની સુર્યની ગતી) The northing of the sun (ધિ નૉર્થિંગ્ ઑફ્ ધિ સન્) The

summer-solstice, ( ધિ સમ્મર્-સૉલ્સ્ટિસ ).

ઉત્તરાષાઢા, (નક્ષત્ર) The twenty first lunar mansion, ( ધિ ટ્વેન્ટી ફર્સ્ટ્ લ્યુનર મૅનસન્ ).

ઉદક, (પાણી) Water, ( ઉવૉટર્ ).

ઉદધિ, (સમુદ્ર) The ocean, (ધિ ઓશન્).

ઉદય, Rising, (રાઇઝિંગ્).

ઉદ્યોત, Luster, (લસ્ટર).

ઉધાન, Spring tide, ( સ્પ્રિંગ્ ટાઇડ ).

ઉન્હાળો, The summer, (ધિ સમ્મર્).

ઉપગ્રહ, A satellite, ( આ સૅટેલાઇટ્ ).

ઉપવાસ, A fast, (આ ફાસ્ટ્ ).

ઉપવાસી, Fasting, (ફાસ્ટિંગ્).

ઉપસાગર, (અખાત) A bay, ( આ બે ) A gulf, (આ ગલ્ફ્).

ઉપાધ્યાય, A priest, ( આ પ્રીસ્ટ્ ) A spiritual preceptor, (આ સ્પિરિચ્યુઅલ્ પ્રિસેપ્ટર્).

ઉપાસના, Worship, (ઉવર્શિપ્).

ઉષ્ણ, Hot, ( હૉટ્ ) Warm, (ઉવૉર્મ્).

ઉષ્ણ કટિબંધ The torrid zone, (ધિ ટૉરિડ્ ઝોન).

## ઐ.

ઐશ્વર્ય, Supremacy, ( સૂપ્રિમૅસી ) 2 Divinity, ( ડિવિનિટી ).

ઐહિક, Earthly, (અર્થ્લી).

ઓસ, (દવ-ઝાકળ) Dew, ( ડ્યુ ).

ઓળો, (પડછાયો) Shadow, (શૅડો).

## ક.

કટિબંધન, Zone, (ઝોન ).

કથા, A religious legend, (આ રિલિજિયસ લિજન્ડ્).

કન્યારાસી, The virgo, ( ધિ વર્ગો ).

કર્કરાસી, The cancer, ( ધિ કૅન્સર્ ).

કર્મ, Religious action, ( રિલિજિયસ્ ઍક્શન્ ) 2 Destiny, ( ડેસ્ટિની ) 3 Moral duty, ( મૉરલ્ ડ્યુટી ).

કિરણ, A ray, ( આ રે ) A beam, (આ બીમ્ ).

કિરણચક્ર, The circle of rays, ( ધિ સર્કલ્ ઑફ્ રેઝ્).

કુદરત, Nature, ( નેચર ).

કૃષ્ણપક્ષ, The fortnight of the waning moon, ( ધિ ફૉર્ટનાઇટ્ ઑફ્ ધિ ઉવેનિંગ્ મુન્ ).

કેતુ, The descending node, ( ધિ ડિસેન્ડિંગ્ નોડ).

કેંદ્ર, A focus, (આ ફોકસ્ ) (જે બિંદુમાં સુર્યના કિરણો એકઠા થાયછે તે ).

કેંદ્રાભિસરણગતિ, Centripetal-force, (સેન્ટ્રિપેટલ-ફોર્સ ) ( ગોળના મધ્ય બિંદુ તરફ આવનારી ગતિ ).

કેંદ્રોત્સારગતિ, Centrifugal-force, (સેન્ટ્રિફ્યુગલ્-ફોર્સ ) ( ગોળનું મધ્યભાગ છોડીને જનારી ગતી ).

ક્રિયા, Any religious ceremony, (એનિ રિલિજિયસ્ સેરિમૉની).

## ખ.

ખગોળ, The starry vault, ( ધિ સ્ટૅરિ વૉલ્ટ્ ) 2 The armillary sphere, ( ધિ આર્મિલરી સ્ફિયર).

ખગ્રાસ, The obscuration of a heavenly body under an eclipse, ( ધિ ઑબ્સ્ક્યુરેશન્ ઑફ્ આ હેવન્લી બૉડી અન્ડર ઍન્ ઇક્લિપ્સ ).

ખરા બપોર, High-noon, (હાઇ-નુન્).
ખલક, The whole world, (ધિ હોલ ઉવર્લ્ડ્).
ખસ્વસ્તિક, (શિરોબિંદુ) The zenith; (ધિ ઝેનિથ્).
ખાક, Ashes, (ઍશિઝ્).
ખિણ, A valley, (આ વૅલી).

## ગ.

ગગન, The sky, (ધિ સ્કાઇ) The firmament, (ધિ ફર્મૅમેન્ટ્).
2 The heavens, (ધિ હેવન્ઝ).
ગગનમંડળ, The sphere of the heavens, (ધિ સ્ફિયર ઑફ્ ધિ હેવન્ઝ)
ગરમી, Heat, (હીટ્) Warmth, (ઉવૉર્મ્થ્).
ગર્જના, Thunder, (થન્ડર્).
ગર્જવું, To thunder, (ટુ થન્ડર્).
ગાજવીજ, Thunder and lightning, (થન્ડર્ ઍન્ડ્ લાઇટનિંગ્).
ગુરૂ, A spiritual preceptor, (આ સ્પિરિચ્યુઅલ્ પ્રિસેપ્ટર્).
ગુરૂ, (બૃહસ્પતિ) The jupiter, (ધિ જ્યુ-પિટર્)
ગ્રહ, A planet, (આ પ્લૅનેટ્).
ગ્રહણ, An eclipse, (ઍન્ ઇક્લિપ્સ).
ગ્રહદશા, Aspects of the planets, (ઍસ્પેક્ટસ્ ઑફ્ ધિ પ્લૅનેટ્સ્).
ગ્રહગતિ, The course of the planets, (ધિ કોર્સ ઑફ્ ધિ પ્લૅનેટ્સ્).
ગ્રહમંડળ, The planetary system, (ધિ પ્લૅનેટરી સિસ્ટમ્).

## ચ.

ચંદ્ર, The moon, (ધિ મુન્).
ચંદ્રકળા, A digit, (આ ડિજિટ).
ચંદ્રકાંત, A moon-stone, (આ મુન્-સ્ટોન).
ચંદ્રગ્રહણ, Eclipse of the moon, (ઇક્લિપ્સ ઑફ્ ધિ મુન્) The lunar eclipse, (ધિ લ્યૂનર્ ઇક્લિપ્સ).
ચંદ્રબિંબ, The lunar-disk, (ધિ લ્યૂનર્ ડિસ્ક્).
ચંદ્રમંડળ, The sphere of the moon, (ધિ સ્ફિયર ઑફ્ ધિ મુન્).
ચંદ્રોદય, The rising of the moon, (ધિ રાઇઝિંગ્ ઑફ્ ધિ મુન્).
ચાંદ, The moon, (ધિ મુન્).
ચાંદની, Moonshine, (મુન્શાઇન્).
ચાંદની રાત, A moonlight night, (આ મુન્લાઇટ્ નાઇટ્).

## જ.

જગત્, The universe, (ધિ યૂનિવર્સ).
જગદીશ, } The Supreme Being, (ધિ
જગપતિ, } સુપ્રીમ બિઇંગ્).
જળ, Water, (ઉવૉટર્).
જળક્રીડા, Diversions in the water, (ડાઇવર્શન્સ્ ઇન્ ધિ ઉવૉટર્).
જળદેવતા, A water-deity, (આ ઉવૉ-ટર-ડીઇટી).
જ્યોતિસ્વરૂપ, The God, (ધિ ગૉડ્).
જ્યોતિશ્ચક્ર, The zodiac, (ધિ ઝો-ડિઍક્).
જ્વાળામુખી, A volcano, (આ વૉલ્કેનો).
તારામંડળ, The starry-sphere, (ધિ સ્ટૅરી-સ્ફિયર).
તારો, A star, (આ સ્ટાર્).
તુળા, (રાશી) Libra, (લિબ્રા).
ત્રૈલોક્યનાથ, The universal Lord, (ધિ યૂનિવર્સલ્ લૉર્ડ્).

## દ.

દરિયો, The sea, ( ધિ સી ).
દવ, Dew, ( ડ્યુ ).
દક્ષિણ, Southern, ( સધર્ન્ ).
દક્ષિણ ધ્રુવ, The southern pole, ( ધિ સધર્ન્ પોલ ).
દક્ષિણાયન, ( સુર્યની ગતી ) The winter solstice, ( ધિ ઉવિન્ટર્ સોલ્સ્ટિસ્ )
દક્ષિણોત્તર, Lying south & north, ( લાઇંગ્ સાઉથ્ ઍન્ડ્ નૉર્થ્ ).
દિવસ, A day, ( આ ડે ).
દિવાકર, ( સુર્ય ) The sun, ( ધિ સન્ ).
દુનિયા, The world, ( ધિ ઉવર્લ્ડ્ ).
દેવ, } A deity, ( આ ડીઇટી )
દેવતા, } 2 The God, ( ધિ ગૉડ્ )
3 A demon, ( આ ડેમન્ ).
દેવતા, ( અગ્નિ ) Fire, ( ફાયર ).
દેવદરબાર, A temple, ( આ ટેમ્પલ ).
દેવનિંદા, Blasphemy, ( બ્લૅસ્ફમી ).
દેવપણું Divinity, ( ડિવિનિટી ).
દેવપુજા, Worship of a god, ( ઉવર્શિપ્ ઑફ્ આ ગૉડ્ ).
દેવલોક, Heaven, ( હેવન્ ) Paradise, પૅરેડાઇઝ્ ).
દેવસ્થાન, } A temple, ( આ ટેમ્પલ ).
દેવળ, }
દેવાજ્ઞા, God's commandent, ( ગૉડ'સ્ કમ્મૅન્ડન્ટ્ ).
દેવી, A goddess, ( આ ગૉડ્ડિસ ).
દ્વીપ, An island, ( ઍન્ આયલન્ડ્ ).
દ્વીપકલ્પ, A peninsula, ( આ પેનિન્સૂલા ).

## ધ.

ધનરાસી, Sagittarius, ( સેજિટેરિયસ્ ).
ધનુષ્ય, The rainbow, ( ધિ રેન્બો ).
ધરતી, The earth, ( ધિ અર્થ્ ). [ક્વેક્)
ધરતીકંપ, An earth-quake, ( ઍન્ અર્થ્-
ધર્મ, A religious practice, ( આ રિલિજિયસ્ પ્રૅક્ટિસ્ ).
ધર્મક્રિયા, Any religious ceremony, ( એનિ રિલિજિયસ્ સેરિમની ).
ધર્મખાતું, A charitable establishment, ( આ ચૅરિટઅબ્લ એસ્ટૅબ્લિશ્મેન્ટ્ ).
ધર્મગુરૂ, A spiritual preceptor, ( આ સ્પિરિચ્યુઅલ્ પ્રિસેપ્ટર્ ). A religious teacher, ( આ રિલિજિયસ્ ટીચર્ ).
ધુંઈ, } Smoke, ( સ્મોક ).
ધુમાડો, }
ધુલ, Dust, ( ડસ્ટ્ ).
ધૂમકેતુ, A comet, ( આ કૉમેટ્ ).
ધ્રુવ, The polar star, ( ધિ પોલર્ સ્ટાર્ )

## ન.

નઇરૂતખુણું, South-west quarter, ( સાઉથ્ ઉવેસ્ટ્ ક્વાર્ટર્ ).
નરક, The infernal regions, ( ધિ ઇન્ફર્નલ્ રિજિયન્સ્ ) Hell, ( હેલ ).
નવગ્રહ, The nine planets, ( ધિ નાઇન પ્લૅનેટ્સ્ ). જેમકે :—
રવિ, The sun, ( ધિ સન્ ).
સોમ, The moon, ( ધિ મુન્ ).
ભોમ, The mars, ( ધિ માર્સ્ ).
બુધ, The mercury, ( ધિ મર્ક્યુરી ).
બૃહસ્પતિ, The jupiter, ( ધિ જ્યૂપિટર્ )
સુક્ર, The venus, ( ધિ વીનસ્ ).
સનિશ્ચર, The saturn, ( ધિ સૅટર્ન્ )
રાહુ, The ráhu, ( ધિ રાહુ ).
કેતુ, The ketu, ( ધિ કેતુ ).

નક્ષત્ર, A lunar mansion, (આ લ્યૂનર્ મૅન્સન્).
2 A star, (આ સ્ટાર).
નક્ષત્રમંડળ, The starry-sphere, (ધિ સ્ટૅરી-સ્ફિયર).
નૈરૂત્ય, South-west quarter, (સાઉથ્-ઉવેસ્ટ્ ક્વાર્ટર્).

## પ.

પરમાત્મા, } The Supreme Being,
પરમેશ્વર, } (ધિ સૂપ્રીમ બિઇંગ્).
પરમેશ્વરપણું, Divinity, (ડિવિનિટી).
પર્વ, } A holiday, (આ હૉલિડે).
પર્વણી, }
પર્વત, A mountain, (આ માઉન્ટન્).
પવન, Air, (એર્) Wind, (ઉવિન્ડ્).
પશ્ચિમ, The west, (ધિ ઉવેસ્ટ્).
પશ્ચિમગોળાર્ધ, The western hemisphere, (ધિ ઉવેસ્ટર્ન્ હેમિસ્ફિયર).
પાણી, Water, (ઉવૉટર્).
પાતાળ, The regions under the earth, (ધિ રિજ્યન્સ્ અન્ડર્ ધિ અર્થ્).
પિશાચ, A devil, (આ ડેવિલ્).
પુજવું, To worship, (ટુ ઉવર્શિપ્).
પુજારો, A worshipper, (આ ઉવર્શિપર્).
પૂર્વદિશા, The east, (ધિ ઇસ્ટ્).
પૂર્વોદય, Eastern emersion, (ઇસ્ટર્ન્ ઇમર્શન્).
પૃથ્વી, The earth, (અર્થ્).
પ્રકાશ, Light, (લાઇટ્) Luster, (લસ્ટર).
પ્રકાશમાન, Shining, (શાઇનિંગ્).
પ્રકાશવું, To shine forth, (ટુ શાઇન ફોર્થ્).
પ્રભાકર, The sun, (ધિ સન્).
પ્રભાત, Morning, (મૉર્નિંગ્).
પ્રભુ, God, (ગૉડ્).
પ્રાણ, A vital air, (આ વાઇટલ્ એર્).
પ્રાર્થના Praying, (પ્રેઇંગ્).
પ્રેત, A goblin, (આ ગૉબ્લિન્).

## બ.

બરફ, Snow, (સ્નો).
બાધા, A vow, (આ વાઉ).
બાર રાશિ, The twelve signs of the zodiac, (ધિ ટ્વેલ્વ સાઇન્સ્ ઑફ્ ધિ ઝોડિઍક્) જેમકે:—
મેષ, Aries, (ઍરીઝ).
વૃષભ, Taurus, (ટૉરસ્).
મિથુન, Gemini, (જિમિનિ),
કર્ક, Cancer, (કૅન્સર્).
સિંહ, Leo, (લિયો).
કન્યા, Virgo, (વર્ગો).
તુલા, Libra, (લિબ્રા).
વૃશ્ચિક, Scorpio, (સ્કૉર્પિયો).
ધન, Sagittarius, (સેજિટેરિયસ્)
મકર, Capricorn, (કૅપ્રિકૉર્ન).
કુંભ, Aquarius, (ઍક્વેરિયસ્).
મીન, Pisces, (પિસિસ્).
બુધ, The planet Mercury, (ધિ પ્લૅનેટ્ મર્ક્યુરી).
બૃહસ્પતિ, The planet jupiter, (ધિ પ્લૅનેટ્ જ્યુપિટર્).

## ભ.

ભક્તિ, Worship, (ઉવર્શિપ્).
ભગવત્, } God, (ગૉડ્). The Supreme
ભગવાન, } Being, (ધિ સૂપ્રીમ બિઇંગ્).
ભર ચોમાસું, The height of the monsoon, (ધિ હાઇટ્ ઑફ્ ધિ મન્સુન્).

ભરતી, The tide, (ધિ ટાઇડ). The flux, (ધિ ફ્લક્સ્).
ભરતી ઓટ, Flux and reflux, (ફ્લક્સ્ ઍન્ડ્ રિફ્લક્સ્).
ભવ, The world, (ધિ ઉવર્લ્ડ્).
ભૂ, The earth, (ધિ અર્થ્).
ભૂકંપ, An earth-quake, (ઍન્ અર્થ્-ક્વેક).
ભૂખંડ, A division of the earth, (આ ડિવિઝન્ ઑફ્ ધિ અર્થ્). A continent, (આ કૉન્ટિનેન્ટ્).
ભૂગોળ, A terrestrial globe, (આ ટેરે-સ્ટ્રિયલ્ ગ્લોબ).
ભૂગોળ રેષા, Terrestrial longitude, ટેરેસ્ટ્રિયલ્ લૉન્જિટયુડ).
ભૂત, A demi-god, (આ ડેમિ-ગૉડ્).
ભૂતપ્રેત, Goblins, (ગૉબ્લિન્સ્).
ભૂતસૃષ્ટી, The material world, (ધિ મટિરિયલ્ ઊવર્લ્ડ્).
ભૂતળ, The face of the earth, (ધિ ફેસ ઑફ્ ધિ અર્થ્).
ભૂપરિમાણ, Measurement of the earth, (મેઝરમેન્ટ્ ઑફ્ ધિ અર્થ્).
ભૂમધ્ય, That is lying between two lands, (ધૅટ્ ઇઝ્ લાઇંગ્ બિટ્વીન્ ટુ લૅન્ડ્ઝ).
ભૂમા, The shadow of the earth, (ધિ શૅડો ઑફ્ ધિ અર્થ્).
ભૂમાબિંબ, The umbra of the earth's shadow, (ધિ અમ્બ્રે ઑફ્ ધિ અર્થ'સ્ શૅડો).
ભૂભ્રમ, The earth's revolution, (ધિ અર્થ'સ રેવોલ્યુશન્).
ભૂમિ, } The earth, (ધિ અર્થ્).
ભૂમિકા, }
ભૂમિતલ, Surface of the earth, (સર્ફે-સ ઑફ્ ધિ અર્થ્).

ભૂશલાકા, A cape, (આ કેપ).
ભૌમ, The planet Mars; (ધિ પ્લૅ-ન્ટ્ માર્સ્).
ભોંય, The ground, (ધિ ગ્રાઊન્ડ્).

## મ.

મકર, Capricorn, (કૅપ્રિકૉર્ન્).
મકરસંક્રાંતિ, The passage of the sun from sagittarius into capricorn, (ધિ પૅસ્સેજ ઑફ્ ધિ સન્ ફ્રૉમ્ સેજિ-ટ્ટેરિયસ ઇન્ટુ કૅપ્રિકૉર્ન્).
મધ્યરેષા, The equator, (ધિ ઇક્વેટર્).
મિથુન, Gemini, (જેમિનિ).
મેષ, Aries, (ઍરીઝ્).

## ર.

રત્નાગર, The ocean, (ધિ ઓશન્).
રવિ, The sun, (ધિ સન્).
રવિમંડળ, The disk of the sun, (ધિ ડિસ્ક્ ઑફ્ ધિ સન્).
રાત, Night, (નાઇટ્).
રાશિ, A sign of the zodiac, (આ શાઇન્ ઑફ્ ધિ ઝોડિઍક્).
રાશિચક્ર, The zodiac, (ધિ ઝોડિઍક્).
રાહુ, The ascending node, (ધિ એ-સેન્ડિંગ્ નોડ્).
રાહુગ્રહસ્ત, Eclipsed, (ઇક્લિપ્સડ્).
રાહુગ્રાસ, The immersion of an eclipse, (ધિ ઇમ્મર્શન્ ઑફ્ ઍન્ ઈ-ક્લિપ્સ).
રાક્ષસ, A demon, (આ ડેમન્). A goblin, (આ ગૉબ્લિન્).
રાક્ષસણી, A female goblin, (આ ફિમેલ્ ગૉબ્લિન).

## ક્ષ.

ક્ષ્મી, The goddess of wealth, (ધિ ગૉડેસ્સ ઑફ્ ઉવેલ્થ્).

## વ.

વક્ર, } Proceeding from Aries to-
વક્રી, } words Pisces, (પ્રોસીડિંગ્ ફ્રૉમ્ ઍરીઝ્ ટોવર્ડ્ઝ પિસિઝ્).
વખ્યત, Time, (ટાઇમ્).
વંદન, Worship, (ઉવર્શિપ્).
વનદેવતા, A wild-deity, (આ ઉવાઇલ્ડ્ ડીઇટી).
વર્ષ, A year, (આ ઇયર્).
વર્ષાદ, Rain, (રેન્).
વા, Wind, (ઉવિન્ડ્).
વાઘેશ્વરી, The tiger-goddess, (ધિ ટાઇગર્-ગૉડેસ્સ).
વાદળ, A cloud, (આ ક્લાઉડ્).
વાયવ્ય, The north-west quarter, (ધિ નૉર્થ્-ઉવેસ્ટ્ ક્વૉર્ટર્).
વાયુ, Air, (એર્) Wind, (ઉવિન્ડ્).
વાયુચક્ર, The atmosphere, (ધિ અટ્મસ્ફિયર).
વાવ્યખુણ, (See વાયવ્ય).
વિજળી, Lightning, (લાઇટ્નિંગ્) Zigzag, (ઝિગ્ઝૅગ્).
2 Electricity, (એલેક્ટ્રિસિટી).
વિષુવચક્ર, The celestial equator, (ધિ સિલેસ્ચીયલ્ ઇક્વેટર્).
વૃશ્ચિક, The sign Scorpio, (ધિ સાઇન્ સ્કૉર્પિયો).
વૃષભ, The sign Taurus, (ધિ સાઇન્ ટૉરસ્).
વૈકુંઠ, Heaven, (હેવન્).

વ્રત, A religious vow, (આ રિલિજિયસ્ વાઉ).

## શ.

શંકુ, The gnomon of the dial, (ધિ નોમન્ ઑફ્ ધિ ડાયલ્). [સૅટર્ન્).
શનિ, The planet Saturn, (ધિ પ્લૅનેટ્
શાપ, A malediction, (આ મૅલિડિક્શન્)
શ્રી, The goddess of wealth, (ધિ ગૉડેસ્સ ઑફ્ ઉવેલ્થ્).
શશિ, The moon, (ધિ મુન્).
શાસ્ત્ર, A scripture, (આ સ્ક્રિપ્ચર).
શુક્ર, The planet Venus, (ધિ પ્લૅનેટ્ વીનસ).
શુક્લપક્ષ, The period of the waxing moon, (ધિ પિરિયડ્ ઑફ્ ધિ ઉવૅક્સિંગ મુન્).

## સ.

સંકુન, An omen, (ઍન્ ઓમન્).
સમુદ્ર, A sea, (આ સી) An ocean, (ઍન્ ઓશન્).
સમુદ્રધુની, A strait, (આ સ્ટ્રેટ્).
સમુદ્રફીણ, Sea-froth, (સી-ફ્રૉથ્).
સંયોગીભૂમિ, An isthumus, (ઍન્ ઇસ્થમસ્).
સરદી, Coldness, (કોલ્ડ્નેસ્સ).
સરસ્વતી, The goddess of speech, (ધિ ગૉડેસ્સ ઑફ્ સ્પીચ્).
સુરજ, } The sun, (ધિ સન્).
સૂર્ય, }
સૂર્યગ્રહણ, Solar eclipse, (સોલર્ ઇક્લિપ્સ્).
સૂર્યબિંબ, The disk of the sun, (ધિ ડિસ્ક્ ઑફ્ ધિ સન્).

સૂર્યમંડળ, } The solar system, (ધિ સોલર્ સિસ્ટમ્).
સૂર્યમાળા, }

સૂર્યાસ્ત, Sun-set, (સન્-સેટ્).

સૂર્યોદય, Sun-rise, (સન-રાઇઝ્).

સોમ, The moon, (ધિ મુન્).

સ્વર્ગ, Heaven, (હેવન્).

## હ.

હવા, Air, (એર્) Wind, (ઉવિન્ડ્).

હેમંતઋતુ, The cold season, (ધિ કોલ્ડ સીઝન્).






# PART II.

## ભાગ બીજો

Colloquial Phrases.

## (વાક્યો.)

| | |
|---|---|
| સુરતમાં એવો કોઇ સુતાર છે જે ખરેખરો શોભીતો સામાન બનાવી શકે? | Is there any carpenter in Surát who makes really handsome furniture ? |
| મુંબઇમાં કેટલાએક સામાન બનાવનારા છે તેઓ હોશીઆર છે. | Some of the furniture-makers in Bombay are clever. |
| મુંબઇમાં ખરેખરો શોભીતો સામાન ઘણો બનેછે. | A great deal of really handsome furniture is made in Bombay. |
| અને મુંબઇમાં કેટલાએક પારસીઓ છે તેઓ ઘણાં સારાં વાહાણ બાંધેછે. | And some of the Pàrsis in Bombay are very excellent ship-builders. |
| હવે આજ પછી શિક્ષક લોકોએ બધી જાતની ભૂલો તપાસી જોવી જોઇએ. | After to-day, the monitors must take notice of all mistakes. |
| આ કાચની બારીઓ છે તેથી અને આ પાટિયાંની જમીન છે તેથી આ ઓરડામાં શિયાળામાં ખાસી ઊંફ રેહેશે. | The glass windows and boarded floor will make this a nice warm room in the winter. |
| સાંજરે જો આપણે કંઇ તરેહથી અહિંયાં તડકો નહિં આવવા દઇએ તો ઉનાળામાં પણ એમાં સારી ઠંડક થાય. | It would be nice and cool too in the summer, if we could only keep the sun out in the afternoon. |
| હું ધારૂંછું કે આ ખંડિયરમાં સાપ ઘણા હશે. | There must be many snakes, I should think among these ruins. |
| આ મકાનમાં નાના નાના બે ત્રણ મારી નાંખ્યા. | Two or three very small ones have been killed on the premises. |
| કાલે એક પારસી પોતાનો અંગરખો પેહેરતો હતો તેટલે તેમાંથી એક સાપ પડ્યો. | Yesterday a Pàrsi was about to put on his angárkho, when a serpent fell from ·· |

| | |
|---|---|
| બધા સાપ કંઇ ઝેરી હોતા નથી પણ એ બરોબર માલમ પડતું નથી કે કિયા છે ને કિયા નથી. | They are not all poisonous certainly, but it don't appear to be known exactly which are, and which are not. |
| નાગપાંચમને દહાડે હિંદુલોકો સાપની પૂજા કરેછે અને તેને દૂધ પાયછે અને ફૂલ ચઢાવેછે. | On the Nàgpàncham the Hindus worship the serpents, and offer them milk and flowers. |
| સાપની બાબતમાં લોકોને ઘણો વેહેમ રહેછે. | There are a great many superstitions connected with serpents. |
| બહાર ખેતરોમાં જે સાપ હોયછે તે અને જે સાપ લોકનાં ઘરમાં નિકળેછે તે શું એકજ જાતના છે ? | Are the serpents which infest houses, of the same kind as those which are found in the fields ? |
| અહિંયાંના સાપો કરતાં કેટલાક દેશોમાં ઘણા મોટા મોટા સાપ હોયછે. | In some countries there are serpents much larger than those which are found here. |
| હું ધારંછું કે મોટી જાતના સાપ કંઇ ઝેરી નથી હોતા. | The very large kinds, I believe, are never poisonous. |
| તેઓ પોતાના શિકારને ચૂડ ભિરવીને મારી નાખેછે અને ત્યારપછી તેને ગળી જાયછે. | They crush their prey to death, and then swallow it. |
| આખા સુરતમાં ઉત્તમમાં ઉત્તમ જગો હું ધારંછું કે કિલ્લાની હશે. | The pleasantest situation in all Suràt, I think, must be the castle. |
| ત્યાંથી ઉપરવાઈ અને હેઠવાઇ બંને તરફ તાપીની ખુબ સેલ લેવાતી હશે. | It must command a beautiful view of the river, both up it and down it. |
| આ બારીઓ તાપી ઉપર પડેછે. | These windows look out upon the river. |
| તમારી બારીઓ ઉપરથી તમે ખાસી સેલ લેતા હશો. | It is a very pleasant prospect you have from your windows. |
| આ રવેસ ખુબ આવી રહ્યો છે. | This balcony is a very pleasant place. |
| તમારાં વાક્યને ઠેકાણે તમે બીજા છોકરાનાં વાક્ય કેમ બતલાવોછો ? | How is it you show up another boy's sentences instead of your own ? |
| અમે તમને એવું કરવા નહિ દઇએ. | We can't allow you to do that. |
| આપણે કોઇ છોકરાને બીજા પાંસે પોતાનાં વાક્ય લખાવવા દેવાં નહિ. | We must not allow any boy to get another to write his sentences for him. |

તમારી પાસે વાક્યો લખાવવાની મતલબ એજ કે અંગરેજીની નકલ કરવી હોય તો તે ઝડપથી તથા સારી તરેહથી થાય.

You are set to write the sentences in order that you may acquire readiness and correctness in copying English.

અને અલબત હરેક છોકરાએ પોતપોતાનાં વાક્ય પોતાની મેળેજ લખવા જોઇએ.

And of course it is necessary that every boy should write them for himself.

જો આ સમાચાર બે દિવસ અગાઉ આવત તો ખચિત અફીણનો ભાવ ફેરફાર થઇ-જાત.

If the news had arrived two days before, the price of opium would certainly have been affected.

જાઓ, ખબર કાહાડો, કે આ ઝીન્સ લિલામમાં વેંચાશે, કે ઘેર-મેળે.

Go, and find out the particulars whether it is to be disposed of by public or private sale.

પરમ-દહાડે વાહાણ દેવજી ગંગાધર જે લનદંનથી આવ્યું, તે સુડતાલીસ દાહાડે મુંબઈમાં આવી-પુગ્યું.

The day before yesterday the ship Devjee Gangadher, arrived at Bombay from London in fourty seven days.

મારા સાંભળ્યામાં આવ્યું, કે આ વરસમાં વેપારિયોને રૂના ધંધામાં મોટી ખોટ આવીછે, તેનું કારણ એછે, કે (આ વરસમાં) ત્યાં માલ ઘણો જઇ–પડયો.

I have heard that this year the merchants have experienced a great loss in cotton on account of there being an over supply of that commodity there.

લોક કહેછે, કે વેપારિયોને રૂનો ભાવ સારો આવ્યોછે; કાં-જે એક વાહાણ રૂ ભરીને આ બંદરમાંથી ઉપડયું, (અથવા, હંકારાઇ ગયું) તે તૂફાન ને-લીધે સમુદ્રમાં ડુબી-ગયું; તેથી લીવરપૂલમાં રૂનો ભાવ ચડી-ગયો.

They say that the merchants have got a good price for cotton; because a ship that left this port with a cargo of it, had sunk at sea in consequence of a storm; this is the reason of the price being raised in Liverpool.

તમને માલમ છે, કે વાહણ જે ડુબ્યું તેનો ધણી કોણ હતો; અને તે વાહણનું, તથા તેના કપતાનનું, નામ શું હતું?

Do you know who was the owner of the ship that was lost; and what was her name, and the name of the commander?

હું જાણતો નથી; પણ મેં શાંભળ્યું કે તે વાહણનો ધણી એક હિંદુ વેપારી છે, અને વાહણનું નામ ખુદા બખ્શ કરીને છે.

I do not know; but I heard that the owner was a Hindu merchant, and that the name of the ship was Khoodà Bakhsh

| | |
|---|---|
| આજ ઘણા હિંદુલોકો હનુમાનની પૂજા કરવાને કલ્યાણી જાયછે. | Great numbers of Hindus go to worship Hanumàn at Calliani to-day. |
| અને ઘણા યુરોપીઅન લોકો તમાશો જોવાને જાયછે. | And many Europeans go to see the tamàshà. |
| હિંદુ લોકો તેલ અને સિંદુર ચઢાવેછે. | The Hindus make offerings of oil and red-lead. |
| પછી એટલા બધા તેલને શું કરેછે ? | What is done with all the oil? |
| તે વેંચીને તેની ઉપજ બ્રામણ લોકો વેહેંચી લેછે. | It is sold, and the proceeds are divided among the Bràhmins. |
| એ તેલ કિયું ? | What oil is it ? |
| જે તેલ રસોઇમાં કામ આવેછે તેજ એ છે ? | Is it the same kind of oil that is used in cooking ? |
| કલ્યાણી કેટલું આઘું છે ? | How far is Calliani ? |
| વત્તું આઘું કલ્યાણી કે મહાબ્લેશ્વર ? | Which is the farther, Calliani or Mahablashver ? |
| કલ્યાણી જવું હોય તો મહાબ્લેશ્વર થઇને જાઓછો ? | Do you go through Máhablashver to go to Calliani ? |
| ના, કલ્યાણી તો મહાબ્લેશ્વરની ડાબી બાજુએ છે. | No, Calliani lies to the left of Máhablashver. |
| કલ્યાણી અને મહાબ્લેશ્વરની વચમાં બંગલા છે. | The bunglás lie between Máhablashver and Calliani. |
| લોકો વરસાદને વાસ્તે ઘણી બુમો પાડેછે. | The people are crying out sadly for the rain. |
| ખેતીનું કામ તો સારીપેઠે ચાલેછે પણ લોકોનાં ટાંકાંમાં પાણી નથી. | The crops are doing very well, but there is no water in the tanks. |
| શું અહિંયાં લોકો એવી સરત નથી બકતા કે, હોડીમાં બેસીને હલેસાં મારીને અથવા સઢ હંકારીને કોણ આગળ જાયછે? | Do the people here never get up sailing or rowing matches on the river ? |
| આ જોડો કજોડ છે, એક જરા વધારે ઝાંખા રંગનો છે. | These shoes don't match, one is darker coloured than the other. |
| બજારમાં જઇને મારે વાસ્તે આ કાપડની જોડ મેળવી લાવો. | Try if you can match this cloth for me in the Bazàr. |
| તરેહ તો નમુના જેવીજ મળશે પણ રંગ જુદો છે. | We can match the pattern, but in different colours. |
| હવે એના માથાનો મળ્યો, કેમ ? | He has [illegible] I th[illegible] |

હજાર કોસ ની અંદર આ કરતાં સારી જીન્સ મળી આવશે કે નહીં; જો મળી આવે, તો બેહતર છે કે મંગાવી લઉં, નહીંતો જે કાંઇ અત્રે મળેછે તેનીજ ઉપર સંતોષ રાખવો જોઇયે.

Can a better article that this be procured within a thousand miles' distance: if so, I would rather send for it, otherwise I must content myself with what is procurable here.

આ દેશમાં અનાજ એકંદર ક્યાં વેંચાયછે ?

Where is grain sold by whole sale here?

આ જીન્સ બીજા હાટ (દુકાન) માં પરચુરણ વેંચાયછે.

This article is sold by retail in the next market.

આવો, આ થાનનાં બૈઆનાંમાં એક રૂપિયો લેઓ, અને જે ભાવ તમે માગોછો તે મારો ચાકર લેઇ આવશે, અને થાન અહીંથી લેઇ જશે.

Come, take a Rupee earnest for the price of this piece of cloth; and my servant will bring the price you ask, and carry the cloth hence.

એક વાત બોલો, તમે(એનો) ઓછા-માં-ઓછો ભાવ શો લેશો ?

Tell me in one word your lowest price.

તમને હમણા તમારાં નાણાંનું વ્યાજ (શેંકડે) કેટલું મળેછે.

What rate of interest do you now get for your money?

હું ધારૂંછું, કે કોઇ વેપારી પોત-પોતાના મનસુબા (તથા ગોઠવણ)થી સદા પૈસા મેળવેછે, અને કોઇ તેથી ખરાબીમાં (પણ) પડેછે.

I suppose that some are always getting rich, and some are ruined, by their own plans.

જ્યારે હું હિંદુસ્તાનમાં હતો, ત્યારે ત્યાંના સ-ઘળા વેપારી લોકો પોતાની અવ-દશાની ફ-ર્યાદ કરતા હતા; તે વાતને માત્ર દશ મહિ-ના થયા.

When I was in Hindustan, all the merchants there were complaining that they would be ruined; and that was only ten months ago.

હમણા વેપારી લોકો શા સારૂ વ્યાજ થોડું આપેછે ?

Why do marchants give less interest now?

જ્યારથી વેપાર ઘટી ગયો, ત્યારથી વેપારી લોકોને પૈસાની અગત્ય થોડી પડેછે; માટે થોડું વ્યાજ આપેછે.

Since trade has diminished, the merhants require less money; and on this account give less interest.

લોક કહેછે, કે સરકાર નવી લોન ઉઘાડવા માંગેછે, એ વાતમાં પૈસાવાળા લોકોને નફો થશે કે નહીં ?

They say that Government intend to open a new loan, will this benefit monied men?

| | |
|---|---|
| જે દ્રવ્યવાન લોકો વેપાર કરતા નથી, અને પોતાના પૈસાનાં વ્યાજ ઉપર ગુજરાન કરેછે, તેઓને લાભ થશે; પણ વેપારી લોકોને મોટું નુકસાન થશે. | Those rich men who do not trade, but live upon the interest of money will profit by it; but the merchants will lose a great deal. |
| તમારા બળદની જોડ ઘણી સારી મળી છે. | Your bullocks are very well matched. |
| એની તરેહ તો સારીછે પણ રંગ જરા વધારે ભભકાદાર હોત તો સારૂં. | It is a very pretty pattern, but I wish the colours were brighter. |
| મેં તમને નમુનો આપ્યો છે તે પ્રમાણે બરાબર બનાવજો. | Make it exactly like the pattern I gave you. |
| જો તે સારી જાતનું હશે તો તરેહની કંઇ ચિંતા નથી. | If it is of good quality, I don't care much about the pattern. |
| આ જાતનું કાપડ મારે વાસ્તે પાંચ વાર ખરીદ કરજો, આ એક કડકો નમુનાને વાસ્તે સાથે લેતા જાઓ. | Buy me five yards of this kind of cloth, take a piece with you for a pattern. |
| તમારી ખાંડનો નમુનો મને દેખાડો. | Let me see a sample of your sugar. |
| જો જો, નમુના પ્રમાણે મોકલજો હો. | Be sure you send it according to the sample. |
| એકેકી જાતનો મને નમુનો મોકલજો. | You had better send me samples of each kind. |
| આ કંઇ સારો નમુનો નથી. | This is not a fair sample. |
| તમે નમુનો મોકલ્યો તેના કરતાં પેલો તંબાકુ ખરાબ નીકળ્યો. | That tobacco turned out very inferior to the sample you sent. |
| તમારા દસકત મને બતલાવો. | Show me a specimen of your writing. |
| કચ્છનાં જંગલમાં આવી જાતના છોડવા ઉગેછે. | These are specimens of the plants found in the jungles of Cutch. |
| ગણેશચોથને દહાડે હિંદુ લોકોને ચંદ્ર જોવાની મના છે. | On the Genesh-choth, the Hindus are forbiden to look at the moon. |
| કોટવાલે મના કરવાની દાંડી ફેરવી હતી તોયપણ પથરા ઘણા પડ્યા. | There was a great deal of stone-throwing, though the Cotwàll had sent the crier round to forbid it. |
| કિયા તેહેવારને દહાડે રાજા પોતાની પાલખીમાં રામચંદ્રની મૂર્તિ લઇ જાયછે? | On which holiday is it, that the Ràjà has an image of Ràmchundrà carried in his Pàlky? |

| | |
|---|---|
| હરિદાસ માંદો થયો હતો, કે નહિ? | Hurridás has been ill, has he not? |
| તમને સારીપેઠે કરાર થયો? | Are you quite recovered? |
| તમને બાહાર નિકળ્યા જોઇને હું ખુશ થયો. | I am glad to see you out again. |
| તમારા મંદવાડમાં તમને કોણ ઔષધ કરતું? | Who attended you in your sickness? |
| શું તે ખાટલે પડ્યો છે? | Is he confined to his bed? |
| હું ત્રણ દહાડાસુધી ખાટલે રહ્યો. | I kept my bed for three days. |
| "ફરબિડન" માં એકજ "ડી" છે કે બે? | Are there two *d*s in forbidden or *one only*? |
| તેઓને લડવા દોની; અથવા ખાલી તમે શું કરવા વચમાં પડોછો? | You had better not interfere with them, let them fight it out. |
| જો તમે વચમાં પડશો તો તેઓ આપણી સાથે કજીઓ કરશે. | If you interfere with them, they will quarrel with us. |
| કેમ, તેમનું હજુ પત્યું કે નહિ? | Well, have they made it up yet? |
| જો તેની મરજી હોય તો હું તો પતાવવાને રાજી છું. | I am willing to make it up if he is. |
| આ વખત તો જવા દેઊંછું પણ જો ફરીથી એમ કીધું તો તારી વાત તું જાણે. | I will overlook it this time, but you must never do so again. |
| આ વાંક મારાથી કંઇ એમનો એમ જવા દેવાય નહિ. | This is a fault, which I cannot overlook. |
| જો તમે તજવીજ કરશો તો તમને માલમ પડશે કે એમાં કંઇ મારે માથે ઠપકો નથી. | If you will inquire about it, you will find that I am not to blame in it. |
| હું ખરૂં કહુંછું એમાં કંઇ મારો વાંક નથી. | It was not my fault, I assure you. |
| આ વરષાદ જોઇને લોકો ઘણા ખુશ થયા હશે. | The people are very glad to see this rain, I suppose. |
| ઘઉં અને ચોખા ઉપર બહુ ચઢવા માંડ્યું હતું. | Wheat and rice were getting frightfully dear. |
| મેં સાંભળ્યું કે પાછું તેઓ ઉપરથી ઉતરવા માંડ્યું. | They have already begun to fall, I hear. |
| ભાવ ચઢતાં જેટલી વાર લાગી તેના કરતાં ઉતરતાં ઘણીવાર લાગશે. | They will be much longer in falling though, than they were in rising. |
| કંઈ અંગ્રેજી બનાવવાનો પાઠ આપણા વર્ગમાં ચાલે તો ઘણું સારૂં. | We very much wish to have a composition lesson introduced into the class. |

પેહેલા વર્ગના છોકરા હરરોજ કોઇ અંગ્રેજી ચોપડીમાંથી થોડાંએક અંગ્રેજીનો ગુજરાતી તરજુમો કરી લેછે અને બીજે દિવસે પાછું તેનુંજ અંગ્રેજી બનાવેછે.

The boys in the first class every day take with them a Gujaráti translation of some short passage in an English book, and the next morning translate it back again into English.

મને લાગેછે કે એ પાઠ તમારામાં દાખલ કરીએ તો ઠીક પડશે.

That would be a good lesson to introduce among you I think.

જો તમે તમારી મેળે કંઇ અંગ્રેજી બનાવવાની મેહેનત કરશો તો તેથી કંઇ ફળ થવાનું નથી.

I don't think any attempt you would make at original composition would be likely to do you any good.

સર્વ કરતાં સારો રૂ ક્યાંથી આવેછે; સુરતથી, કે ભાવનગરથી ?

Does the best cotton come from Sūràt or Bhàw-nagar ?

સુરતનો રૂ ઘણો સારો છે ખરો, પણ ભાવનગરના રૂને પુગતો નથી.

Though the Sūràt cotton is very fine, yet it does not come up to that of the Bhàw-nagar.

ગયે વર્ષ રૂની આવક ઘણી થોડી હતી.

Last year the supply of cotton was very small.

હમણા શંગાહીમાં અફીણનો ખપ ઘણો થોડો છે.

In Shangahī there is very little demand for opium now.

તમે તમારા માલ ઉપર વીમો ઊતારયો છે, કે નહીં ?

Have you insured your property or not ?

આ વાહાણ તમારૂં પોતાનું છે, કે એમાં કોઇ ભાગીદાર છે ?

Is this ship your own, or are there any partners in it ?

આ વાહાણમાં ચાર ભાગિયા છે; અર્ધો ભાગ મારો છે, અને બીજા અર્ધા ભાગમાં ત્રણ ભાગીદારો છે ?

In this ship there are four partners ; one half is mine, and in the other half, there are three partners.

એક વેપારીએ દેવાળું કાઢયું, અને સંતાઇ બેઠોછે. અથવા એક સોદાગર નાદાર થયો, અને નાસી ગયો છે.

A merchant has become bankrupt and absconded.

કેટલાં વીઘાં જમીન તમે વેંચાતી લીધી છે, અને વર્ષોવર્ષ તેની ઊપજ તમને કેટલી મળેછે ?

How many acres of land have you bought, and what annual rent does it yield ?

આ ગાંસડિયો ઊપર તમારી કાંઈ નિશાની છે કે નહીં ?

Is there your mark upon these bales ?

